ૐ

# રતિ–ચંદ્ર

## નાટકનાં ગાયનો.

**શ્રી પાલીતાણા ભકિત પ્રદર્શક**

**નાટક મંડળી માટે**


રચનાર

કવિ પ્રાણશંકર છગનલાલ ત્રિવેદી.



છપાવી પ્રસિદ્ધ કરનાર

મણીશંકર જેશંકર ભટ્ટ,

માલીક પા ભ પ્ર નાટક મંડળી, કરાચી

સમમાવૃત્તિ. પ્રત ૨૦૦૦ (સવ હક સ્વાધીન) સને ૧૯૧૫

કરાચી.— બંદર રોડ પર આવેલા મનોહર પ્રેસમાં

નરભેશંકર જગજીવન દવેએ છાપ્યા

કીમ્મત રૂ. ૦–૨–૦

# અર્પણ પત્રિકા.



કૃપાળુ,

**રતિલાલ છોટાલાલ દેશાઇ,**

માજી દિવાન વઢવાણ અને

નાયબ દિવાન ભાવનગર.

બારે રાશીમા વિચરતા દિનકરમણિની માફક ભાવનગર, ણદેવી, વડોદરા, કચ્છ, વઢવાણ વિગેરે સ્થાનકોએ રૂતુઓના વેહારરૂપ કેળવણી ખાતાના ડાયરેકટર, પોલીસ સુપરિન્ટેન્ડેન્ટ, ાયબ દીવાન અને દીવાનના માનવંતા હુદા ભોગવી પ્રજાને અનેક રેહના સુખ આપી કવિ, વિદ્વાન, પંડિત વિગેરેના આશ્રય સ્થાન પી કદરદાન આપ ગણાયા છો તેમજ મને અનેક વખત દુખના વરણમાથી ઉગારી મારી કાવ્યવેલીને સજીવન રહેવા હરવખત શ્રય વારી સીંચી સજીવન રાખી છે તેને આવેલા ફળરૂપ આ નાટ્ય -ચંદ્ર સાથે આપ કૃપાસાગરનુ નામ જોડી આપ સાહેબના કરમાં સવિનય પ્રેમપૂર્વક અરપુ છુ તે કૃપા કરી સ્વીકારશો



લી. હુ છુ,

આપ સાહેબનો સદાનો રૂણી

નમ્ર સેવક

**પ્રાણશંકર છગનલાલ ત્રિવેદી.**

## પુરૂષ પાત્રો.

સુત્રધાર ... નાટ્યકાર

અભયસિંહ .. રંગપુરનો મહારાજા

વિક્રમસિંહ — રાજાનો માનીતો સાળો

મેરૂ .. .. વિક્રમસિંહનો મુર્ખ કુંવર.

પ્રધાન .. રાજ્યભક્ત નીમકહલાલ દીવાન

ચંદ્ર .. . અભયસિંહના દરબારમાં આપત્તિમાં ઉછરેલો રજપુત છોકરો અને રતિનો પતિ.

ગડગડ — પ્રધાનને ત્યાં ઉછરેલો નિમકહલાલ નોકર

કુરસિંહ . અભયસિંહનો ખંડીયો રાજા.

બહાદુરશાહ .. ગુજરાતનો પાદશાહ.

જેસલ અને હમીર . જેસલના સીપાઇઓ

## સ્ત્રી પાત્રો.

નટી . ..સુત્રધારની સ્ત્રી

રતિ ... અભયસિંહની કુંવરી અને ચંદ્રની સ્ત્રી

સત્યવતી ... . પ્રધાન પત્નિ

કુસુમ .. . પ્રધાન પુત્રી

નવલ ... .. કુસુમની સખી

ગુલાબજાન }<br>મેનાજાન } ... ...રંગપુરની નાયકાઓ

વારાંગનાઓ, ચોપદાર, પુરોહિત, સેનાપતિ રાજકુંવરો દરબારીઓ, દારૂડીઆઓ વગેરે વગેરે.

॥ ॐ ॥

# નાટ્ય સાર



## અંક પહેલો.

પ્ર. ૧ સો–સુત્રધાર અને બે બાળાનુ મંગળાચરણુ. પાછળથી નટી સુત્રધાર અને નટીનો વિવાદ, કર્મની મહત્તા, પછી રાજકુવરી રતિનું લગ્નોત્સવમાં સખીયો સાથે દરબારમાં જવુ.

પ્ર. ૨ જો–રંગપુરનો મહારાજા અભયસિંહ પોતાની કુવરી રતિનો હસ્ત સ્વયવરમા ફતેહમદ નીવડેલા અગરક્ષક ચદ્રને લગ્નનો દરબાર ભરી સર્વ રાજકુવરો સમક્ષ સોપે છે તે વખતે મહારાજાનો માનીતો પ્રપચી માળો વિઘ્નસિંહ (રતિનો ઓરમાન મામો) ઉત્સાહમા વિઘ્ન નાખી રગમા ભગ કરે છે તેટલામા સ્વયવરથી તજાયેલો ખડીઓ રાજા ક્રુરસિંહ ગુપ્ત રીતે કુવરીનુ માગુ કરે છે પછી ખુલી રીતે બહાર પડે છે તુરત રાજા તેને કેદ કરી જેલમા રાખવા ફરમાન કરે છે ચદ્રસિંહને લગ્નઉત્સવમાથી ભ્રષ્ટ કરી દેશવટાનુ ફરમાન. દાના દીવાનની નેક સલાહ, પાછળથી રતિને ચદ્રે આપેલુ આશ્વાસન.

પ્ર. ૩ જો–વિઘ્નસિંહ સભાની ફતેહથી ફુલાય છે ત્યા રાજ્ય ભક્ત દીવાન આવી કેટલુંક સમજાવે છે બન્નેની

રકઝક, સાચા દીવાનની સભ્યતા, મહારાજાનુ આવી ચુકવુ એટલે વિઘ્નસિહ તેને ઉલટુ સુલટુ સમજાવી દીવાનને બરતરફ કરાવે છે પાપીના પાપી વિચાર

પ્ર. ૪ થો–જેલમાથી કુરસિંહને છોડાવતા દીવાન તરફેણના નિમકહલાલ હમીર નામના નોકરનુ વિઘ્નસિહ ખુન કરે છે કુરસિહ સાથે .મસલત ને તેને જેલમાંથી નસાડવો એટલામા રાતની રોનમાં મહારાજાનુ પધારવુ. વિઘ્નસિહનુ છુપાવુ, હમીરના અંતકાળના શબ્દો, છુપાએલા વિઘ્નસિહનુ પ્રગટ થવુ, જુઠાનો જય અને ઇનામ

પ્ર. ૫ મો–રતિની વિરહ સ્થિતિ, ભાવીની પ્રબળતા, પતિભક્તિ, સખીયો સાથે પ્રીતમનુ ગુણકથન પછી મહારાજા તથા વિઘ્નસિહનુ આવવુ રતિને હિતોપદેશ

પ્ર ૬ ઠો–રાજ્યસભામા અપમાન પામેલા ભાગ્યહીણ ચદ્રનુ આપઘાત કરવા આવવુ આત્મહત્યા કરવાની તૈયારી કરતા પાછળથી પ્રધાન તથા ગડબડ આવી અટકાવે છે. પ્રધાનની સુચના પ્રમાણે મહતની સેવામાં ચંદ્રનું રહેવુ. બાતમીદાર તરીકે વિઘ્નસિહને ત્યા નોકર થઇ રહેલ ગડબડનો હાસ્યમય અન્યેક્તિ ઉપદેશ.

પ્ર. ૭ મો–કુરસિહ સાથેની રાજખટપટ કરવાના કામમા યોગી વેષે રહેલા ચદ્રની મદદ માગવા વિઘ્નસિંહનું આવવુ. પછીથી સખીયો સાથે રતિનુ મહાદેવના દર્શને આવવું ચદ્ર સાથે રતિની અન્યોક્તિમા વાતચીત. ગડબડનો હાસ્યજનક ગોટાળો એટલામા મહારાજ અભયસિહનું

શિકાર અર્થે આવવું અને કુવરીના મનનુ સમાધાન કરનાર યોગીને અંન્યવાદ તથા ઉપદેશનુ આમ ત્રણ.

પ્ર. ૮ મો—ગડબડ વિદ્યાસિહના ફરમાન મુજબ ગુલાબ નાયકાને ત્યા મીજલસનુ નોતરૂ દઇ ઘેર આવેછે એટલામા વિદ્યાસહનો દીકરો મેરૂ આવે છે તેને ગુલાબને ત્યા તેના દારૂડીયા મીત્રો સાથે ... ઉશ્કેરે છે અને ત્યા બાપ દીકરાનુ ફારસ જોવા રાજાને એક નનામો કાગળ લખે છે

પ્ર. ૯ મો—ગુલાબને ઘરે વિદ્યાસિહે પોતાના મિત્ર ક્રુરસિહ સાથે આવવુ ગમત રમત, એટલામા ગડબડની સકળના પ્રમાણે મેરૂનુ આવવુ બાપ દીકરાની તકરારમા પોતાના બાપનુ નાક કાપવુ, ગડબડના કાગળ પ્રમાણે મહારાજાનું પધારવુ, વિદ્યાસિહને ઠપકો દઇ જવું પછી ક્રુરસિહ સાથે રાજાને મારવા જવાના તેના પાપી વિચારો

પ્ર. ૧૦ મો—રસ્તામા ગડબડનુ દીવાન સાથે મળવુ અને ગુલાબ નાયકાને ત્યા થયેલી ખટપટ જાહેર કરવી.

પ્ર. ૧૧ મો—રાજાનુ શયન. ગડબડે આપેલી ચેતવણી મુજબ મહારાજાનું રક્ષણ કરવા દીવાને બોડીગાર્ડને વેષે હાજર થવુ ત્યા મહારાજાનુ ખુન કરવા વિદ્યાસિહ તથા ક્રુરસિહનુ આવવુ, તોફાન, રાજાનુ નિદ્રામાથી જાગ્રત થવુ

ટેબ્લો.

# અંક બીજો.

પ્ર. ૧ લો–મહારાજા અભયસિંહ વિઘ્નસિંહ કુરસિંહ તથા પ્રધાનનો ન્યાય કરે છે વિઘ્નસિંહનો યુક્તિપુર્વક પુરાવો. પ્રધાનને સખ્ત કેદની સજા, કુરસિંહનું રાજ્ય ખાલસા કરી શીરચ્છેદ કરવાનો હુકમ.

પ્ર. ૨ જો–વયમાં આવેલી પ્રધાનપુત્રી કુસુમ પોતાની સખી નવલ સાથે વાત અને રમત કરે છે એટલામા પ્રધાનને સજા થવાના ખબર દેવા ગડબડનું આવવુ, કુસુમની રમતગમતમા ગડબડનો ગોટાળો. આવી પડેલુ ધર્મસંકટ.

પ્ર. ૩ જો–રતિ ચંદ્રનો બગીચામા વિપુલ આનંદ, એટલામાં મહારાજા તથા વિઘ્નસિંહનુ આવવુ, વાતનુ ખુલુ પડતાં ચંદ્રને સુળીએ ચડાવવાનો હુકમ અને રતિની પ્રેમદ્રઢતા.

પ્ર. ૪ થો–ગડબડની સુચના પ્રમાણે પ્રધાન–પત્નિ સત્યવતીની પીયર તરફ વિદાય થવાની તૈયારી, એટલામાં પ્રધાનના ઘરપર વિઘ્નસિંહનો હલ્લો, દૃષ્ટને તિરસ્કાર, નોકર રણધીરનું સામા થવુ ને યુદ્ધમા મરાવુ, સતીનુ સતીત્વ, વિઘ્નસિંહે તેઓને કરેલુ કેદનુ ફરમાન

પ્ર. ૫ મો–જેલમા વિઘ્નસિંહ કુરસિંહને છુટા કરે છે પ્રધાન અને તેની સ્ત્રીને કેદમાથી કાઢી તેના પર જુલમ. ગડબડની મેરૂ સાથેની મસલત પ્રમાણે આગના સમાચાર, પોતાના કાર્યમા ભંગાણુ થતા વિઘ્નસિંહને ગભરામણુ કુરસિંહને ગુલાબ નાયકાને ત્યા રહેવાનુ કહી પ્રધાનના મંડળને કેદ કરવાનુ ગડબડને ફરમાન

કરી જવુ પાછળથી ગડબડ બધાને છોડી મુકે છે, સાચાની પ્રભુપર આસ્તા.

પ્ર. ૬ ઠો-રતિની વિરહ વેદના ત્યા વિઘ્નસિહનુ આવવુ અને માઠા સમાચાર દેવા, પછી મહારાજાનુ આવવુ વિઘ્નસિહના સમજાવ્યા મુજબ રતિને ચંદ્રનો પ્રેમ છોડાવવા ફરમાન પાછળથી ગડબડે કરેલુ આશ્વાસન, અને રાજાને માથે આવેલા વિઘ્નમાથી બચાવવાની રતિને બતાવેલી યુક્તિ.

પ્ર. ૭ મો-વિઘ્નસિહ તથા ક્રુરસિહની રાજાના દરીયાઇ મહેલપર હલ્લો લઇ જઇ ઠાર મારવાની મસલત, દુષ્ટની દુષ્ટ વાછના, ગડબડને સહાય કરવાની સુચના અને ધમકી પછી મેરનું મનામણુ

પ્ર. ૮ મો-દરીયાઇ મહેલમા નિદ્રાધીન થયેલા રાજાને મધ્ય રાત્રીએ ભાગ્યદેવીરૂપે રતિ આવી રાજાને જાગૃત કરી ચેતાવે છે, રાજાનો પશ્ચાતાપ, વિઘ્નસિહ તથા ક્રુરસિહનું આવી પુગવુ અને યુદ્ધ અને રાજાનુ ઘાયલ થવુ એટલામા ગડબડના સકેત પ્રમાણે દરીયાઇ રસ્તે પ્રધાન તથા ચંદ્રનુ રાજાની મદદે આવી પહોચવુ. ગડબડની મદદ આવી નહિ પહોચતા દુષ્ટોની ગભરામણ, રાજાને મછવામા બેસાડી દરીયાઇ રસ્તે પ્રધાનનું લઇ જવુ, નીચની નિરાશા

ટેબલો.

# અંક ત્રીજો.

પ્ર. ૧ લો–કુસુમની વિયોગ વેદના, મલાવતી વગેરેનુ આવવું અને ાજાને છોડાવ્યાના શુભ સમાચાર મળવા

પ્ર. ૨ જો–જગલમા મઢીપર પ્રધાન તથા ચદ્ર ઘાયલ થયેલા રાજાની સેવા કરે છે, રાજાનો પશ્ચાતાપ, ભાગ્યદેવીનો ભરમ ફોડવો અને રતિનું ભજન

પ્ર. ૩ જો–વિધ્નસિહની બે રાણીઓને પટરાણી થવાની ખટપટ જગાવી પાપીને ફટકો લગાવવાની ગડબડની ગડબડ

પ્ર. ૪ થો–નવી જુનીના, પટરાણી થવાના પ્રપંચમા સામાસામી બન્ને રાણીઓના મોત, એટલામા વિધ્નસિહનુ આવવું, અજાયબ, ગડબડના હાજર જવાબ ઝેર ઉતારવાના ઉપાય પાછળથી ગડબડનુ પાપ ફુટવુ, છુપાએલા ગડબડનુ તે જાણી ચેતી જવુ

પ્ર. ૫ મો–ગડબડ વિધ્નસિહના પજામાથી નાસવાની તૈયારી કરતા પોતાની જગાએ મેરૂને સુવાડી ચાલ્યા જવુ પાછળથી ઉશ્કેરાઈ ગયેલા વિધ્નસિહથી ગડબડને બદલે મેરૂનું ખુન થવુ. પાપીનો પશ્ચાતાપ, પોતાની આત્મઘાત કરવાની તૈયારી એટલામા કુરસિહે આવી તેને બચાવવો અને પાદશાહ સાથે મળી જઇ રાજા પ્રધાન વગેરેને પકડાવવાની પાપીઓની પ્રેરણા

પ્ર. ૬ ઠો–બહાદુરશાહને જગલમા સર્પ ડશ થતા રતિએ આવી ઝેર ચુસી બાદશાહને બચાવવો અને તેથી

ખુશી થઈ બાદશાહે રતિને પોતાનો રૂકો (મોહરવાળી નીશાની) આપવો. બાદ રતિ પછવાડે લાગેલા કુરસિંહે આવી રતિને સમજાવવુ. રતિએ કરેલો તિરસ્કાર પ્રભુની ભક્તવત્સલતા, ગડબડે આવી રાજા પ્રધાન વગેરે કેદ થવાના માઠા સમાચાર આપવા રતિનું ધૈર્ય અને ફકીર વેષે પિતા-પતિને છોડાવવા માટે કરેલો સંકેત

પ્ર. ૭ મો—બહાદુરશાહની જીત મ.ટે મોટો દરબાર, વિજ્ઞસિંહે નજરાણું કરવા તથા કુર્નસ બજાવવા આવવુ, અભય, પ્રધાન, ચદ્ર વગેરે કેદીને હાજર કરવા, પછી રતિએ પોતાના ન્યાય માટે અને પરવાના માટે પોતાની ચમત્કારી કથા સમસ્યાના રૂપમા સમજાવવી. બાદશાહ વગેરે સર્વના જ્ઞાન જાગ્રત કરવા, બાદશાહે માનેલો ઉપકાર, શાબાશી, સર્વની પીછાન, વિજ્ઞસિંહનું ગભરાણુ. પાપીને તિરસ્કાર ચદ્રની સાથે રતિને પરણાવવાની રાજાએ કરેલી વિનતિ, પ્રધાન પુત્રીનો ગડબડ સાથે હસ્તમેળાપ અભયસિંહને તેનુ રાજ પાછુ સોપી રતિને પોતાના પચાસ ગામ શાદીમા ભેટ આપવા, રાજભક્ત પ્રધાનને ધન્યવાદ અને બને જોડાના લગ્ન, ઇશ્વર સ્તુતિ. આનંદ ! આનદ !!





# રતિ-ચંદ્ર

## નાટકનાં ગાયનો.

---

## મંગળાચરણ.

સુત્રધાર— ૧

સરસ્વતિ વિણા ધારણી,
વન્દુ દેવિ બ્રહ્મચારણી— સરસ્વતિ૦
શ્વેત વરણી વદને નમણી,
નિત્ય રમણી સુખ ભરણી;
ભાસે તરૂણી બેઠી હરણી,
કાવ્ય ઝરણી સુગમ કરણી,
ગ્રન્થ સિન્ધુ તારણી— સરસ્વતી૦
ગાન કરતી બેઠી હસતી,
મયુરને સંગે નચવતી,
માળા જપતી શાન્તિ દ્રવતિ,
સ્તુતિ સુણતી શ્રેય કરતી,
ભાર્ત્ત ભાગ્ય પ્રકાશણી— સરસ્વતિ૦

નટી— ૨

કર્મકી બાત હમ ન્યારી રે,
સ્વામી દોષ કીસીકો ન દીજીએ— કર્મ૦

કાહેકુ બગલા સફેદ ભયા,
કાહેકુ કોયલ કાલી રે—, સ્વામી૦

કાહેકુ કુલટા મોજ કરત હે,
કાહેકુ સતી દુઃખીયારી રે— સ્વામી૦

કાહેકુ કુવે જલ મીઠા ભયા,
ખાગ સમુદર વારી રે— સ્વામી૦

કહેત કબીરા સુનો મેરે સાધુ,
કર્મકી ગતી બલીહારી રે— સ્વામી૦

સાહેલી તથા ·તિ— ૩

કર ઝાલી વરમાળ (૨)
ચાલી પ્રીતમને આરોપવા;

નવજોબન થાળ (૨)
ચાલી જાદવને જમાડવા;

પ્રીતમ પુરૂષોતમ ગણું,
તારે ઝાલી હાથ;
સીતા ને રામજી, રાધા ઘનશ્યામજી,
શુદ્ધ પ્રેમાળ— ચાલી૦

રતિ— ૪

અજાણ્યુ શુ સમાગમા જાશુ કરે તે નાથ,
જગત્રાતા શુ શુ કરે ઓથે સોપુ હાથ,
રસીક માગ પ્રાણથી ત્યાગ સસાર સાથી આધાર

ચંદ્ર— મોહિની તારા વચનામૃત જાણે સ્વાતિ બિન્દુની ધાર;
રાત્રી જીવન તિમિરમા ભાગ્ય જાણ અજાણ,
તૃણનો મેરૂ પ્રભુ કરે, કરે રગમા હાણ,

રતિ— જીજ્ઞાસાને શાન્ત કરીને ભ્રાન્ત હરી મમ પ્રાણ,
માળા ધરાવુ મોતીએ વધાવુ વલ્લભ મમ સુજાણ

ચંદ્ર— ૫

કૃષ્ણ કરે તે ઠીક કરે છે, શોચ ધરે શીદને શાણી— કૃષ્ણ૦
દ્રૌપદી કેરા વસ્ત્ર દુ શાસન, ભરી સભામા રહ્યો તાણી,
પાચાળીની પત રાખી શ્રી હરિએ વારે ધાયા સારગ પાણી–કૃષ્ણ૦
પ્રહલાદ સુભક્ત કૃષ્ણજ કેરો કોપ્યો પીતા તે જાણી;
તેલ કડામા નાખ્યો સુધનવા તોય ન થઇ તનને હાણી—કૃષ્ણ૦
હોલાહોલી ઉપર બાજ પારાધી ઉભો તીર તાણી,
સર્પ ડશ્યો શીકારી પાયે બાજ થયો ત્યા ધુલધાણી— કૃષ્ણ૦

રતિ— ૬

વહાલા શુ આમ જાશો,
ચંદ્ર— નવ દીલ જરી ગભરાશો— વહાલા૦
રતિ— આવો ના હોય જુલમ ઓ,

ચંદ્ર— શાણી ના દીસે ભરમાઓ— વહાલા૦

રતિ—કેદિ મળશો પ્રાણપતિ, હુ શરણુ આપને થઇ છુ અતિ;

ચંદ્ર—ના સતી જરી દુખાશો, ના મન વિષે મુઝાશો;

પ્રેમેથી પ્રીય રજા ઘો જાવા ઘો,

રતિ—રે ..............વા............. . ઘો— વહાલા૦

કુરસિંહ— ૭

ચાને તૈયાર, પ્રેમેથી યાર, કરૂ શીકાર, મોહિની નાર,

દિલે અંગાર પ્રગટે પ્યાર, માણુ શૃગાર ના કર વાર;

ભ્રકુટી ભાળી કામણગારી, હસગતી સમ ચાલે ચાલ,

મનડું ગાળી દે લટકાળી, જોતા વ્યાળ સમા સુવાળ.

રતિ— ૮

ચદ્ર પ્રિતમ તારે આવી હું શર્ણ,

વાતથી રીઝાવી કરી લીધુ મન હર્ણ— ચદ્ર૦

દુખ વિયોગ સેવુ સૌથા દુસ્તર,

ઉત્તમ એથી ગણુ મુજ મર્ણ— ચદ્ર૦

એક વખત મોહન દિયો દરશન,

વિનવુ મુખમા લઇ હું તર્ણ— ચદ્ર૦

રતિ— ૯

પ્રીત બાધી કાના વ્રજમાય,

પલમા કેમ રીસાયા નદલાલા— પ્રીત૦

પ્રેમઘેલા કરી પ્રાણ પ્યારા ક્યાંરે રસીયા,
શોધું ગલીએ ગોકુળમાય— પલમાં૦
મોઘો અમારો હીરલો જોના જડે તો આલજો,
મુજ હંસરાજ ઉડી ગયો ના પાજરે કો પાળજો;
ઝખી મરૂં ઝુરી મરૂ છુ ચીત્ત મારૂં તે મહીં
ઇનામ આપું અમુલ્ય હું લાવી મુને આપો અહીં— પ્રીત૦

ગંદ— ૧૦

લાગ્યુ ચિત્ત મારૂ હાય,
ચંદ્રવદની મનહર પર શુ— લાગ્યુ૦
સુદરી સુરત તારી, ઉદિત ઇન્દુ જાય હારી,
કિર્ણ દ્રવે છે વિકારી, કારી ના ફાવે નરની કાય— લાગ્યું૦
વાત કરતા જાદુ કીધુ, મનોહરી આ શુ દુ:ખ દીધુ,
હાય નાખ્યો મદન સિધુ, તારા વિના ન તરાય— લાગ્યું૦

આખીઓ— ૧૧

અતી આનદમા વ્રજનારી, અતી
સહુ સગમા ને ઉમગમા, શોભે વૃદમા ગોપી સગમા
કૃષ્ણચદ્ર હા— અતી૦
કરચીત રંગથી મૃદગ ચગ છે ધર્યા રે,
લચીત લકથી અનગ અગમાં ભર્યા રે;
મદ છકેલી, અલબેલી, પ્રેમ રેલી

અચીત ઘેલી, વ્રજનારીયો બનેલી,
કાર્ય ગૃહનું સહુ ગહન મેલી, જઈ કૃષ્ણને મળેલી,
જેમ સરી ॥ સિંધુ સ્વામી સાથ મળે જઇ ઉછરંગમાં—અતી૦

## સાખી

મોરમુગટ મસ્તક ધરી પીતામ્બર પટકુળ,
કર બંસી અધરે ધરી કરત લીલા અનુકુળ
સખી કામી, જરૂર કૃષ્ણ નામી, નહિ નહિ તમોમાં ખામી;
ગોપીના ભક્તિ જાણી, પ્રેમલક્ષણા બતાવી, તેથી મલ્યા
વ્રજ વનમા— અતી૦

રતિ— ૧૨

હું પ્રેમ ચોગણ પ્રેમદા મરૂ પ્રેમમા ઝુરી,
મરૂ છુ પ્રેમમા ઝુરી સુણે ના વાત કો પુરી— મરૂં૦
પ્રેમ મસ્ત બની પ્રથમથી પ્રેમમા ફુલી,
વિહવા મંડપમા ગઇ નિહાળી પ્રેમની શુળી,
જળાવી ભાગ્યની પુળી— મરૂ૦
પ્રેમના ભોજન ધરૂ છુ નાથને ખોળી,
હૃદયના સાથને ખોળી જમાડુ પ્રેમની પોળી,
જળે વિયોગની હોળી— મરૂ૦
આવો બતાવો કથને હું પથમા ભુલી,
અહમદ—સતનો તો ફંદ છે જાશે મુઠી ખુલી,
જાગે મુઠી ખુલી ખુલી— મરૂ૦

રતિ—પ્રેમે પધારો વાસમાં છે પ્રેમની પૂરી,
ચંદ્ર—મન હરણુ ટાળું ભરમ તારો કસ્તુરી સ્ફુરી,
ભઠભાડ—રહેરી કસ્તુરી સ્ફુરી— મરૂ૰

દારૂડીયા— ૧૩

દારૂ દારૂકી યાર આજ નદિયાં ચલવાદે,
નદિયાં ચલવાદે બેટા દરિયા રેલાદે— દારૂ૰
ગાંજો લાદે ચડુલ લાદે તોડકે ઇંગ્લીશ ખાડી,
પ્યાલા ભરકે યાર ઉડાઓ આગે નાચે રંડી— દારૂ૰

નાયકા— ૧૮

ઘેલી મુને કીધી શ્રી નંદજીના નંદે,
સખી હું તો ગઇતી જમુનાને તીરે— ઘેલી૰
સખી એની મોરલીમા મોહની ભરી છે,
તેણે મુને ઘણી રે વ્યાકુળ કરી છ,
સખી રે મારા દેહની શુદ્ધ બુદ્ધ હરી છે— ઘેલી૰
સખી હું તો જમનાને તીરે ગઇતી પાણી,
ત્યા મુને મળ્યા રે નંદકુવર દાણી,
કામણગારે અંતરની વાત સહુ જાણી— ઘેલી૰

ટેબ્લો૰

# અંક બીજો.

કુસુમ— ૧૫

સ્વામિ સ્નેહે જમાડુ હેતે રમાડુ પોઢાડુ પ્રીતે પલગમા,
પ્યારા પવન હુ ઢોળુ બોલીને બ્હાલુ રજની રમાડું રંગમાં;
યૌવન સમો મિષ્ટાન પાક બનાવ્યો પ્રભૂ તમ કારણે,
પીરસુ પ્રિતમ અતિથી તમે આવી ઉભા છો બારણે,
છે સ્વાદ અનહદ નાદ કંઇ બ્રહ્માડમા પ્રભૂ જાગશે,
જેવી ક્ષુધા તમ ભાવના સુધા સમુ જમતા થશે,

ગ૦—થયો ગડબડ ગોટો હુતો છુ ખોટો ભગ થયો હાય રંગમા—સ્વામિ૰

કુસુમ— ૧૬

મારે મન મદીરે આવી,
કાના હૃદય મદીરે આવી,
ચોરી કરી તમે છાની— મારે૰
ભોળી ભામા ભરમાણી... .. ...એ.. જી,
કાંઇ નયન ઇશારે ઠગાણી રામ— ચોરી૰
વ્રજ ગોપી સમ શોભાણી . ..... .એ . .. જી,
કાના દિલની લ્યો શુ દાણી રામ— ચોરી૰
ગડબડ—મનહર બોલ્યા શુ વાણી .... એ.... . ..જી,
મુઝાણી મતિ થયો પાણી રામ— ચોરી૰

ચંદ્ર— ૧૭

મનહારી મારી પ્યારી પ્રિતમને રીઝાવીએ,
ગુલાબી ગાલ તારા શા નયનો ઇસારા,
અધર પાન પાઇ પ્રિતમને રીઝાવીએ

રતિ—હુ સ્વામી મુગ્ધ બાળા ના કરો કાન્ત ચાળા,
લાગો તનથી વ્હાલા અનંગને બુઝવીએ— મન૦

મુકો પ્રાણ છેડો પાલવ મારો મેલો,
ચંદ્ર—મુખ ચદ્ર ઇન્દ્ર ઘેલો લઇ ચુમ્બન ચલાવીએ— મન૦

રતિ— ૧૮

પીતુ મારા એ ભરથાર શીદને તમે સહારો,
સાચા છે જીવનહાર દયા હીન થઇ ન મારો,
યોગેશ્વર છે શંકર મારા,
પાર્વતી સમ હુ છુ હારા.
આ કાયા માયાના છે માલીક મારા તમે ક્રોધ કરો ન લગાર-પીતુ૦

અનીરૂધની ઓખા નારી,
બાણાસુર કે' નાખુ મારી,
રખવાળી શ્રીકૃષ્ણજી, જેની કરનારા ત્યા અસુરનો શો ભાર-મારા૦

રતિ— ૧૯

પિયુ તનડામા લાગી તારીરે તારીરે,
તારી પ્રીતિ તારી— પીયુ૦

જીભે જપીશુ નામ વાલમનુ.
રેશુ આશ્રમમા ભેખ ધારીરે ધારીરે ધારી ભેખધારી-પીયુ૦

પરીબ્રહ્મ સમ અમ તમને પુજીશુ,
છોને નાખે પછી મારીરે મારીરે નાખે મારી—
મેરામણની હુ માછલડી,
ફફડી મરવાની ખારે વારીરે વારીરે વારી ખારે વારી-પીયુ૦

સુમતી— ૨૦

મનવા રામ ભરૂગેરે,
આફતમાં તુ થઇ અકળો;
ભજન ભુલાવી ન દે— રામ૦
પાણી ઉપર તરાવ્યા પથ્થર,
તેને વિસારી ન દે— રામ૦
રામ રાખે તેને કોઇ ન ચાખે,
હરદમ રે નિરખે— રામ૦
દ્રઢ ભાવ ને દ્રઢ ભક્તિ કર,
દુખમા શાદ ડગે— રામ૦

વીધ્ન— ૨૧

બધુ રાજ કરૂ હાથે,
બસ કોણ મારે માથે— બધું૦
રાજાને જઇ ઠારજ મારૂ પ્હોંચી મધરાતે,
પ્રધાનને ફાસી લટકાવુ ચદ્રસિહ સાથે— બધુ૦
કુંરસિંહને દગો દેવાનો ખેલુ ખેલ ખાતે,
રતિપતિ તો હુ થવાનો હાથે ને સાથે— બધુ૦
મડબાડ—હાથે તે સાથે— બધું૦

મઢબાઢ— ૨૨

ધાર્યું થવાનુ શ્રી હરીનુ મુરખ ન૰ પુલાય,
મુરખ નર પુલાય જગતમા પુલેથા ફળ જાય,
કોઇ કહે મે કર્યું સર્વ આ કરનારો ન કળાય,
ગાડા તળેના શ્વાનની માફક મનમા બહુ મલકાય— ધાર્યું૰
ઘડે ઘાટ અઘાટ મનમાં કરવા કો દ ખહાય,
તેતર પર બાજ હણે શીકારી તેતર ઉડી જાય— ધાર્યું૰
લાખા ગૃહમા પુર્યા પાડવ બીમને ઝેર દેવાય,
પાંડવને કાઇ થાય નહિ કૌરવ માર્યા જાય— ધાર્યું૰

રતિ— ૨૩

રે..... ...સ્વામી આવો,
વિયોગ ઉનાળો સમા . . વો ..... . રે૰
ના . . પ્રજળા . ...વો ... . રે૰

મયુર કોયલ વૃત્તિ પિયુ પિયુ ગાવે,
મન બપૈયાને બોલાવો,
ના........ નહેસા...... વો ........રે૰

વાદળ દળને આવો જમાવો,
સ્નેહ વર્ષા વરસાવો,
ના........રીસા . ... ..વો...... . રે૰

રતિ— ૨૪

પ્રિત કરી પ્રેમેથી પાળીએ,
જીવ જોખમે સંભાળીએ પીતા— પ્રિત૦

દુખમાં ન છોડીએજી ઝઝવે ના દોડીએજી,
અંતર ના જોડીએજી,
જોડી ના તોડીએ પીતા— પ્રિત૦

ભલે કોટી કષ્ટો પડે પણ નહિ તુટે પ્રેમ,
તુટે તો તે કથીર છે નથી સાચુ ને હેમ,
કુટુંબ સૌ છુટશેજી, કાચો ઘટ ફુટશેજી,
કાચુ સુત તુટશેજી,
હૈયાનૂ હેત હિર તોડયુ ના તુટશે પીતા— પ્રિત૦

રતિ— ૨૫

આવી મળશે પ્યારા મારા,
મારા માન મારા રે મારી આંખોના તારા— આવી૦

મનમોહનને પ્રેમથી ભેટશુ,
રાખીશ નહિ ઘડી ન્યારા ન્યારા રે— મારી૦

પ્યારા પ્રિતમજી ચંદ્ર વિનાના,
રેન તણા અંધારા ધારા ધારા રે— મારી૦

આવો અલબેલા મોહનજી વેલા,
મળવા તલસે દારા દારા દારા રે— મારી૦

રતિ— ૨૬

જીવ કાં સુતો મોતના વાગે નગારા,
માને મારાં તે નથી કહ્પે તારાં— જીવ૦

ખોટા સબંધી તાહરા તેમાંજ તું મોહાય છે,
દિપગ ચાહે જોતને પણ જ્યોતથીજ મનાય છે.
કમળને દિલદાર સમજે ભ્રમર મન બહુ ચાય છે,
ગુંજાર કરતો તે વિષે બીડાય ને તે મગાય છે— જીવ૦

ટેબ્લો.

---

## અંક ત્રીજો.

કુસુમ— ૨૭

પિયુ પ્યારો પરદેશે વસે મારો કોણ સંદેશો કહાવે,
હું તલસું કેદિ આપણ મળશું આસું નેનમાં આવે— પિયુ૦

જોબન નાથ જીતાય ના તનમાં ચાલી લડાઇ,
મન કે મળવા જાવું છે પગથી શકે ન ચલાઇ— પિયુ૦

વિજલી હૌં તો વિચરૂં તોડું નભ પાતાળ,
પંખી હો તો ઉડી જઉં જ્યાં મારો દિલદાર— પિયુ૦

રતિ— ૨૮

નાના નેડલો કરીએ કોઇ સાચાની સંગાથે,
આપણે બે વરશું શામળીઆ વરની સાથે— નેડલો૦

૨૬

ચોર ને શાહુકાર બે જનમ સગાથી,
ચાલ્યા ને બેઉ એક વાટે;
શાહુકાર સુઇ ગયો એના ધનડા,
ચોરાણા મોડી રાતે— નેડલો૦

હસલો ને બગલો બન્ને જન્મસગાથી,
ચાલ્યા તે બેઉ એક વાટે,
બગલો બેઠો નદી ધાટે,
બોલ્યો હસલો ટોવાણો એની વાટે— નેડલો૦

પોપટ ને કાગડો બે જન્મસગાથી,
ઉડ્યા તે બેઉ એક વાટે,
કાગડો બેઠો વિષ્ટા માથે બોલ્યો,
પોપટ મુઝાણો એની સાથે— નેડલો૦

ગરબાદ— ૨૯

સાચાનો કૃષ્ણ બેલી રે,
જુઠાને દે હડશેલી રે— એવો મારો કાન૦

ઝુડને માર્યો જો,
કુબજને તાર્યો જો,
દ્રૌપદીના ચીર પુર્યા છેલી ઘડી રે— એવો૦

રાણાએ ઝેર દીધા,
મીરાએ અમૃત પીધાં,
ગિરીધર બંસીધરે સહાય કેલી રે— એવો૦

ગડબડ— ૩૦

કળીયુગડામો આજે કાલે દગો રાજીયોજી,
બાપ દિકરાને દગો ભાઇ ભાયુમા દગો,
દગો વર વહુના દિલમા છાજીયો-શીર તાજીયોજી— આજ૦,

રાજા પ્રજાને દગો, શેઠ નોકરને દગો,
દેવ દગાને ગણી પ્રજીયો—ના સુજીયોજી— આજ૦

દગો અગારો મણી તૃષા લેવાને ધણી,
મૂરખ મોહિ બાજીયો-દિલ દાઝીયોજી— આજ૦

વિઘ્નસિંહ— ૩૧

પ્રેમે પાળ્યો મે સભાળ્યો દગો દિલમા ડાઘ,
ગડબડીયા ઓ જુલમગાર તુ નીવડયો કાળો નાગ— પ્રેમે૦

છોડું નહિ હુ તુજને આજે ઘડી નાખુ ઘાટ,
તારી ઘાત, કરૂ કમજાત, કાળા રાંત,
શત્રુ મિત્ર રહે જીવતો શે થાયે નિરાત— પ્રેમે૦

રતિ— ૩૨

પ્રેમ રાખી પ્રભુ પગ રે મુકી દ્યો મમતા,
મુકી દ્યો મમતા મુકી દ્યો અધમતા— પ્રેમ૦

મોહી બેઠા શું માયા, બાળી બગવરણી કાયા,
મુઆ કૈક રાણી જાયા દારાને દમતા— પ્રેમ૦

ઝાંઝવે મૃગ મનત્ર ધાયા, ઝેરી વાયુ જગ વાયા,
ઢોર જાણે હરાયા સ્વછંદે ભમતા— પ્રેમ૦
સાચા શ્રીહરિ જગ રાંચા, ગોવીંદ ગોવીદ મુખ ગાયા,
ખરેખરા ખલકે ડાહ્યા રાખે જે સમતા— પ્રેમ૦

ગડબડ— ૩૩
વર્ષાની વાદળી સમ વેગે વાલમને ચાલો મળવા,
રતિ—આજવીજ પહેલી જઇ કરીશુ ધીમે રહી મંડશુ ગળવા—વર્ષા૦
વિરહી વાલમને ખીજવશુ,
આલીગન દઇ પછી રીઝવશુ,
સ્નેહિના મનડા ભીંજવશુ,
પ્રીતિ બિન્દુ ધીમે દ્રવશુ— વર્ષા૦

ગડબડ— વાહ ભા વાહ,
રતિ— હા હા હા,
ગડબડ— કેવી રસ પ્રીત,
રતિ— એવી અજીત,
રાજી રહી રાજી અમે સ્વામી રાજે રાજી,
ગડબડ— નાજી નાજી અમે નારીથી નારાજી,
વિલબ મુકી વાટે વળવા,
રતિ— ચાલો મળવા...... .. .. .. - ........ .....વર્ષા૦

વારાંગના— ૩૪
પસાની ધધપ, મપમ રે મગ, રેગ રેગ મગરે ગરેસા
સારે ગમ પધ મપધ ગરેગમ પમધપ સાનીધપમગરેસ

સારેગમ રેગમપ ગમપધ— પસાની૦
ગમપ ગમપ ગમપ નીધપ— પસાની૦
સારેગ રેગમ ગમપ મધપ— પસાની૦
ગરે સાનીધ રેસાનીધપ સાનીધપ મપધસા નીધપ મપમ ગરેસા,
રેરેસા રેસાની સાનીધ નીધપ ધપમ પમગ મગરે ગરેસા.

રતિ— ૩૫

બડા રાજકા એકથા ભુપ ભારી,
હતા સામતો ને વજીરો હજારી,
હતી ભુપકુ એક શુ શાહજાદી,
નૃપે ખ્યાલ પાયા બનાઇ શુ શાદી,
હતા ભુપકુ નીચને પાપી સાલા,
હુડા શાદીકે બીચમેં નાગ કાલા,
દીવાને દીના નેક સલાહ સચી,
હતી ભુપકુ સાનકી બાત કચી.

સાલાને ટેડા સમજાયા ભરમાયા વા રાજાને
બદર સમ રાજાકુ નચાયા બજાયા ડુમડુમ બાજાને;
શાદીકી મનશાદી કાના નીકાલા વો સોદરનો
એટીકુ બેહાલ બનાઇ હાથ લગાઇ જરજીરને.
જુલમ હુવા શાહજાદી ઉપર બોત સતાયા મામુને,
કેદ હુઇ દુખ ઇઇ ભઇ સિતકાર કીયા નહિ કાનુને,
મીલકર દો સેતાન કીયા બીચાર રાજકુ હણુનેકા.
દીવાનકા નેક નોકરકુ પાયા બખ્ત વો સુણુનેકા,
રોગ સમાવો હોકર નોકર દીયા દગાવો પાપીકુ

કરદમ દેતા હતા બાતમી દીવાન ઔર શાહજાદીકું,
સોચ કીઆ ને ખબર દીઆ દીવાન ઔર શાહજાદીકું,
નૃપકુ લેકર વો સબ નાઠા પાયા પાપી ગાદીકુ.

ગયા બીચ વો એક જંગલ કેરી,
નહી ત્રાસ કે ભાગ્ય આયા કે બેરી,
બનાયી મઢીને રહ્યા વોહી ત્યાહી,
પીછાડી સતાને ગયા દુષ્ટ વાહી,

લગા જુલ્મ વો કરનેકુ બદગી ખુદાકી ઉનેકાની,
પાપીકા પરાજય કરકે બિનતિ સાહેબને શુની,
સબ શાહનકા શાહ બડા કોઇ પડા બિખુટા લશકરસે,
શીકાર કીઆ ઔર થક ગયા હેરાન હુવા ખોત ફીકરસે,

કટા સાપ વો શાહને ઝેરી ભારી,
ખુદાને મદદકું રહ્યા વો પોકારી,
દુઃખી રાજકેન્યા હતી વોહી ત્યાહી,
સુની અવાજને આવી પલમાંહી ધાઇ,
નીકાલા ચતુરાઇસે ઝેર સાપકા દુર્ત,
ઉકકા બેટીકુ દીઆ રહેના આપની સુર્ત.

## સ્તુતિ.

જય જગસ્વામી અંતરયામી સ્મરામી...અગામી પ્રણામી,
શીરના સુખધામી અભીરામી એ નામી અકોમી—જગ૦

દાનવને સહારી માનવને સુખાકારી છે નનામી,
સદબુદ્ધિ આપો સ્વામી છો આપ મોક્ષ ધામી;
હરોને ખામી ..........દુઃખ વામી સુખ પામી—જગ૦

## સમાપ્ત.



## શક્તિ માટે વર્ષો થયા એકે અવાજે વખણાતી

### અદ્ભુત ચમત્કારી

## મદન મંજરી ગોળીઓ.

શરીરમા જોઇતા વીર્યનો પુરતો જથો પેદા કરી શરીરને આ તાકાત આપે છે ધાતુવિકારના તમામ રોગો નાબુદ કરવા માટે, પડી ગયેલા જ્ઞાનતંતુઓને મજબુત કરવા માટે, ઢીલી પડી નસોને તંગ બનાવવા માટે, ગુમ થયેલ મરદાઇ તત્વ પાછું આપવા માટે અને અકાળે પ્રાપ્ત થયેલ બુઢાપણાનો વિચિત્ર ર કરવા માટે આ મદન મંજરી ગોળીઓ એક બીન હરીફ ઇલ કીંમત ગોળી ૪૦ ની ડબી ૧-૦-૦

**રાજવૈદ નારાયણજી કેશવજી,**

ન. ૨૮૬, કાલબાદેવી રોડ, મુંબઇ

## આતંકનિગ્રહ ગોળીઓ.

ચાલુ જમાનાની તાકાત આપનારી તમામ ઔષધીઓમા અગ્રેસર છે આ ગોળીઓ

(૧) પાચનશક્તિવિકારને દૂર કરે છે
(૨) નબળા પડતા જ્ઞાનતંતુને પુષ્ટી આપે છે
(૩) ઘટતી જતી સ્મરણશક્તિને સતેજ કરે છે
(૪) લોહીને સુધારી ઉમદા બનાવે છે
(૫) તાકાત વધારે છે
(૬) મર્મસ્થાનોની શક્તિને ઉત્તેજિત કરે છે
(૭) સ્વપ્નમા થતા ધાતુપાતને અટકાવે છે
(૮) ગુમાવેલ પુરૂષત્વ પાછું બક્ષે છે
૩૨ ગોળીની ડબી એકનો ૧ ૧

**વૈદ્યશાસ્ત્રી મણિશંકર ગોવિંદજી,**

જામનગર (કાઠિયાવાડ)

# સૂચના.

નીચે લખેલાં પુસ્તકો અમારી નાટક કંપનીમાંથી મળશે.

| | | |
|---|---|---|
| ૧. | ધર્મગુપ્ત | ૦-૨-૦ |
| ૨. | સતિ એકાવળી | ૦-૨-૦ |
| ૩. | ઉત્તમ કુમાર. | ૦-૨-૦ |
| ૪. | સુદર્શન | ૦-૨-૦ |
| ૫. | વિશ્વ મોહિની | ૦-૨-૦ |
| ૬. | નટી નટવર | ૦-૨-૦ |
| ૭. | ભક્ત વિજય | ૦-૨-૦ |
| ૮. | શિયળવતી | ૦-૨-૦ |
| ૯. | બાજીરાવ પેશ્વા | ૦-૨-૦ |
| ૧૦ | રતિ ચંદ્ર | ૦-૨-૦ |
| ૧૧. | જાલીમ રૂભદ્ર | ૦-૨-૦ |
| ૧૨. | ચંદ્રશેખર | ૦-૨-૦ |
| ૧૩. | શાન્તિકર | ૦-૨-૦ |
| ૧૪. | ભક્તિ પ્રતાપ | ૦-૨-૦ |
| ૧૫. | ભાગ્યોદય (છપાય છે) | ૦-૨-૦ |
| ૧૬. | ગંધર્વ કન્યા (છપાય છે) | ૦-૨-૦ |
| ૧૭. | કાળો પહાડ (છપાય છે) | ૦-૨-૦ |
| ૧૮. | સતી અનસુયા | ૦-૨-૦ |

મણીશંકર જેશંકર ભટ્ટ.
પાલીતાણા ભ. પ્ર. ના. કંના મેનેજર